# રાઠવા સમાજનાં લગ્નગીતો

(ભાગ-૧)

**સંકલન**

નીતા રાઠવા | નારણ રાઠવા | વીકેશ રાઠવા

**ભાષા સંશોધન પ્રકાશન કેંદ્ર**

**વડોદરા**

*Marriage Songs of the Rathwas*

(Part-1)

Compiled by

Nita Rathwa, Naran Rathwa, Vikesh Rathwa



**સંકલન :** નારણ રાઠવા, વીકેશ રાઠવા, નીતા રાઠવા

**મુખપૃષ્ઠ :** દેસીંગ રાઠવા

**અક્ષરાંકન :** સંજય રાઠવા

**મુદ્રણ સજ્જા :** નિરજ કેંગે

**પ્રકાશક :**

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથ ધામ સોસાયટી, શ્રીનગર સોસાયટી સામે
દિનેશ મિલ પાછળ, વડોદરા
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

**મુદ્રક :** શિવમ્ ઑફસેટ, વડોદરા

આ પુસ્તકના પ્રકાશન માટે આદિજાતી મંત્રાલય, ભારત સરકાર તરફથી 'સેન્ટર ઑફ એકસિલેન્સ' પ્રકલ્પ હેઠળ અનુદાન મળેલ છે.

(વિના મુલ્ય વિતરણ માટે)

# અનુક્રમણિકા

# આભાર દર્શન

રાઠવા સમાજનાં યુવાન ભાઈઓ-બહેનો વગર આ પુસ્તકનો જન્મ શક્ય ન હતો. લગ્નગીતોના ખૂબ શોખીન એવાં ભાઈઓ-બહેનોના સક્રિય સહકારથી જ આ પુસ્તક અસ્તિત્વમાં આવ્યું છે. તેથી તેઓ જ વાસ્તવમાં આ પુસ્તકના લેખક ગણાય. ઘણા વર્ષોથી તેમની સાથે મારી ગાઢ મિત્રતા રહી છે. એ હું કયારેય નહીં ભૂલું. એમનો ઋણ સ્વીકાર નામ સહિત હું કરું છું.

### તેજગઢ વિસ્તાર

| નામ | ગામ |
|---|---|
| ૧. રાઠવા ભાવસીંગભાઈ વરસનભાઈ | દેવલિયા |
| ૨. રાઠવા ઝીણાભાઈ દલસુખભાઈ | અછાલા |
| ૩. રાઠવા નગીનભાઈ જીરિયાભાઈ | હરદાસપુર |
| ૪. રાઠવા શારદાબેન વરસનભાઈ | હરદાસપુર |
| ૫. રાઠવા લલ્લુભાઈ ઝલુભાઈ | દેવલિયા |
| ૬. રાઠવા રમીલાબેન રસિકભાઈ | કોરાજ |
| ૭. રાઠવા રામસીંગભાઈ હસુભાઈ | પોટિયા |

### રંગપુર વિસ્તાર

| | |
|---|---|
| ૧. રાઠવા ચંપાબેન  નાનસિંગભાઈ | રંગપુર-સઢલી |
| ૨. રાઠવા શારદાબેન ખીમલાભાઈ | રંગપુર-સઢલી |
| ૩. રાઠવા દેસીંગભાઈ ચીલિયાભાઈ | રંગપુર-સઢલી |
| ૪. દિનકીબેન રાયસીંગભાઈ | રંગપુર-સઢલી |

| | |
|---|---|
| ૫. ભન્તીબેન વીરસીંગભાઈ | રંગપુર–સઢલી |
| ૬. કીડીબેન દેવજીભાઈ | રંગપુર–સઢલી |
| ૭. બાવીબેન મેતાળભાઈ | રંગપુર–સઢલી |
| ૮. ધાણકીબેન રાયસીંગભાઈ | રંગપુર–સઢલી |
| ૯. મંગલીબેન ઢેડાભાઈ | રંગપુર–સઢલી |
| ૧૦. હિંગલીબેન કીળિયાભાઈ | રંગપુર–સઢલી |
| ૧૧. રાઠવા ટીનકીબેન માલસિંગભાઈ | રંગપુર–સઢલી |

**કવાંટ વિસ્તાર**

૧. રાઠવા તનસીંગભાઈ – વાંટડા

૨. રાઠવા કુસુમબેન રેમતાભાઈ – ટંવા

**પાવી જેતપુર વિસ્તાર**

૧. રાઠવા મનહરભાઈ જીવનભાઈ – મોટી અમરોલ

૨. રાઠવા લખીબેન એચ– ગજરા

૩. રાઠવા નીતાબેન સુરેશભાઈ – મોટી અમરોલ

**ઝોઝ વિસ્તાર**

૧. રાઠવા ગીતાબેન તેલિયાભાઈ – ખોડીવલ્લી

૨. રાઠવા લીલાબેન હરિભાઈ– મલાજા

૩. રાઠવા શીલાબેન રૂપસીંગભાઈ – અલસીપુર

મારા કેટલાક ખાસ યુવાન શિક્ષિત મિત્રોને સાભાર સમરું છું. જેવા કે સંજયભાઈ બી રાઠવા, ભાવસીંગભાઈ વી. રાઠવા, વિકેશભાઈ બી. રાઠવા, મારાં ધર્મ પત્ની નામે રેવાબેન. એન રાઠવા તથા વિકેશભાઈ બી. રાઠવા અને નીતાબેન એસ. રાઠવા બન્ને મારી સાથે વાચા સંગ્રહાલય, તેજગઢમાં કામ કરે છે. તેથી તેઓ મારી સાથે જ

રહ્યાં છે. ખાસ કહું તો તેઓના સહકારથી આ પુસ્તક તૈયાર થયેલ છે. લગ્નગીતો અને પરંપરાગત વિધિવિધાન લખવામાં તેમજ પુસ્તકની તૈયારીમાં તેઓએ ઘણો જ સમય ફાળવ્યો છે. તેઓએ કરેલા સંકલન બાદ એમની સાથે બેસીને રહીને, ગાયને ઘણાં બધાં ગીતો જાતે સંકલન કરીને મૂકેલ છે. આ પરંપરાગત વિધિ વિધાન ચાર-પાંચ વિસ્તારનાં છે. એટલે થોડી ઘણી ગૂંચવણ પડતી હતી. પરંતુ ઉપરોક્ત મિત્રોએ ખાસ જહેમત ઉઠાવી તેથી તેને શક્ય બનાવ્યું.

આમ કંઠોપકંઠ રાઠવા પરંપરાગત લગ્નગીતો અને વિધિવિધાનને લખવાની પ્રક્રિયા લાંબી અને થોડી મુશ્કેલીભરેલી હતી. પણ તેનાં ફળો સાચે જ આનંદદાયક રહ્યાં. એનાથી મારી ધીરજ, કેળવણી અને આનંદમાં વૃદ્ધિ થઈ.

**નારણ રાઠવા**

# આપણી વાત

આદિવાસી ભાઈઓ તથા બહેનો,

આપણા હાથમાં રાઠવા સમાજના લગ્નગીતોની નાની ચોપડી છે. તેને વાંચીએ, ગાઈએ તેમાં ખુબ મજાનાં ગીતો છે. આપણે ત્યાં અત્યાર સુધી આપણા સમાજનાં આપણી ભાષામાં, આપના રાગમાં કોઈ પુસ્તક લખાયું નથી. આ ગીતોમાં આપના સમાજના અને વિસ્તારના વિધિ પ્રમાણેનાં ગીતો છે. તેને આપણે સાચવી જીવંત રાખીએ.

આદિવાસી સમાજમાં લગ્નગીતો, તહેવારના ગીતો, વિધિઓ, મૌખિક પરંપરામાં રહેલુ સાહિત્ય છે. આદિવાસી સમાજમાં જે મૌખિક સ્વરૂપમાં ગવાય છે તે આદિકાળથી આજ દિન સુધી મૌખિક રીતે જીવિત સ્વરૂપમાં જોવા મળે છે. જેને દસ્તાવેજીકરણ કરવા પાછળનો મારો હેતુ ફિલ્મીગીતો, ડી.જે, ટી.વી, મોબાઈલ અને કોમ્પ્યુટરની દુનિયામાં ખોવાઈ ન જાય અને આપણને મળેલો વારસો ગુમાવી બેશીએ તે પહેલા આપણી સંસ્કૃતિ ટકાવવી તે આપણી ફરજ છે. આજે આદિવાસી લગ્નગીતો ખુબ ઓછા જોવા મળે છે. તેથી રાઠવા સમાજના લગ્નગીતો, વિધિઓ સંપૂર્ણ પણે ભુલાવાની અવસ્થામાં છે. તેનું દસ્તાવેજીકરણ કરવું ખૂબ જરૂરી છે. એ હેતુથી રાઠ વિસ્તારના લગ્નગીતો અહિં આપના હાથમાં અરીસા સમાન રાખેલ છે.

કહેવાતા ઉચ્ચ સમાજનું સાહિત્ય લેખિત સ્વરૂપમાં છે પરંતુ આપણા આદિવાસીઓનું સાહિત્ય મૌખિક પરંપરામાં સચવાયેલું છે. આજના વર્તમાન સમયમાં આપનું જે મૌખિક પરંપરાગત સાહિત્ય છે એ ઘણા ઓછા વ્યક્તિઓ પાસે જળવાઈ રહેલું છે. મૌખિક પરંપરામાં રહેલું સાહિત્ય પેઢી-દર પેઢી ચાલી આવતુ સાહિત્ય છે. આજના શિક્ષિત યુવાપેઢીઓમાં મૌખિક સાહિત્ય ઘણા ઓછા અંશે જોવા મળે છે. આપણા ગીતો વિધિ પ્રમાણે કયાં અને કયારે ગવાય છે તે આજના શિક્ષિત યુવા પેઢીને ખબર નથી. આદિવાસી સમાજનું મૌખિક પરંપરામાં જે સાહિત્ય છુપાયેલું છે

તેને દસ્તાવેજીકરણ કરી લેખિત સ્વરૂપ આપવું જેથી આજના શિક્ષિત ભાઈ-બહેનો તેમના મુખે જીવંત રાખે તેવા હેતુથી અમે 'રાઠવા સમાજનાં લગ્નગીતો' આપણી સમક્ષ મુકી રહ્યા છીએ.

ઓરંસગ નદી કિનારાની આજુબાજુ આ ગીતો-વિધિઓ વર્ષોથી ગવાતા રહેલા છે. રાણીકજલ, બાબોપિઠોરો, બાબોભેંહો, કનસરીમાતા, કલકીમાતા બધાએ કેટલાક ગીતો સાંભળ્યા હશે. આજે આ ગીતો લખાય ગયેલા છે. ઓરંસગ, નર્મદા, મહિ કિનારે-કિનારે તેમનો અવાજ ફરી-ફરી ઉઠતો રહેશે. બહેનો-ભાઈઓ મેળાઓમાં, તહેવારોમાં, ગોવાળમાં, ડુંગરો પર, નદીઓમાં, લગ્નપ્રસંગોમાં વાગતા ઢોલના તાલે નૃત્ય કરતા-કરતા આ ગીતો ગવાતા રહેશે ત્યારે આપના પૂર્વજો સાંભળતા રહેશે કે ઓછામાં ઓછું આપણી ભાષા, આપણા નાચણા, આપણા ગીતો, રીતરિવાજ પ્રમાણે વિધિઓ ટકી રહે, સંસ્કૃતિ જીવંત રહે, એજ વાત....

બહેનો આ ચોપડીમાં જુદા-જુદા વિસ્તારના લગ્ન-વિધિ પ્રમાણેના ગીતો આપ્યાં છે. તેમાં ત્રણ ભાગ છે.

પહેલાં ભાગમાં સોંગ ભરવાની વિધિ અને ગીતોથી લઈ ઉકેડી રમાડવાની વિધિ અને ગીતો નું વર્ણન કરેલ છે.

બીજા ભાગમાં માંડવાના દિવસે ગવાતા ગીતો અને માંડવામાં થતી સોંયતકની વિધિ ના ગીતો મુકેલ છે.

ત્રીજા ભાગમાં ગોત્રીજ પૂંજવાની વિધિથી લઈ કન્યાને પરણીને ઘરમાં લાવતા સુધીની વિધિ અને ગીતો આ ભાગમાં મુકવામાં આવેલ છે.

ઉપરોક્ત ત્રણ ભાગની અલગ-અલગ પુસ્તીકાઓ તૈયાર કરેલ છે અને તેની સાથે ઓડિયોસીડી પણ તૈયાર કરેલ છે.

લગ્નગીતો-લગ્નવિધિઓનું મૌખિક પરંપરામાં રહેલ સાહિત્ય બહેનો-ભાઈઓના જીવન સાથે વણાયેલું છે. લોકકંઠે રમતું આ સાહિત્ય લેખિત સ્વરૂપથી અનોખું છે. કંઠોપકંઠ પરંપરા એ આદિવાસી સાહિત્યનું મુખ્ય લક્ષણ છે. જે બાપદાદાઓના જમાનાથી સમાજમાં મૌખિક વ્યવહારમાં ચાલતું આવ્યું છે. રાઠવી સાહિત્ય લેખિત સ્વરૂપમાં છે. કેટલાંક સર્જકોએ સર્જનાત્મક કામ પણ શરૂ કરેલ છે. રાઠવીના મૌખિક સાહિત્યમાં લગ્નગીતો, લગ્નવિધિઓ હોળીગીતો, ઉજાણી દિવાસાનાં ગીતો, બાબા

પિઠોરાના મંત્રો(ગીતો)માં સંસ્કૃતિ, સાહિત્ય અને ઇતિહાસ મળી આવે છે.

આશા છે કે આ સંકલન આપણા સમાજની મૌખિક પરંપરાને જીવંત રાખવા મદદરૂપ બનશે.

**નીતા રાઠવા**
**નારણ રાઠવા**
**વીકેશ રાઠવા**

# સોંગ ભરવાની વિધિ અને ગીત

વેવા નક્કી કર્યા પછી એક બે અઠવાડિયામાં સોંગ (સીધું/અનાજ) ભરવાનું નક્કી કરવામાં આવે છે. સોંગ ભરવા માટે વરપક્ષના ભાઇઓ કન્યાના ઘરે બળદગાડામાં સીધું(અનાજ) લઇને જાય છે, જે વખતે વેવા જોડવા આવ્યા હોય ને જે ઝાડ નીચે બેઠા હોય એ જ ઝાડ નીચે આવીને બેસે છે. ત્યાર પછી ફળિયાના ભાઇ-બહેનો અને ગામના આગેવાનો કન્યાના ઘરે ભેગાં થાય છે. ઢોલી વગાડનારાઓને બોલાવવામાં આવે છે અને ઢોલી વગાડતા-વગાડતા વરપક્ષવાળાને કન્યાના ઘરે લાવવામાં આવે છે. તેઓ આંગણામાં આવીને ઊભા રહે છે. પછી ગામનો પટેલ, પૂજારો વધામણું લઇને વધાવે છે અને સીધું (અનાજ) ઘરના ઓરડામાં મૂકે છે. બન્ને પક્ષ ઘરમાં બેસે છે અને નક્કી કરેલ અનાજ, દહેજના પૈસા બધું નીચે મૂકે છે. ત્યાર બાદ પટેલ પૂજારો આ બધી વસ્તુઓને વધાવે છે. ત્યાર પછી આ બધી વસ્તુઓ ઘર માલિકને સોંપવામાં આવે છે. એ વખતે એક ઓરડામાં ગોદડી પાંથરીને કન્યાને બેસાડે છે અને ફળિયાની છોકરીઓ વરપક્ષને ભાંડવાનાં ગીતો ગાય છે.

ગડ ગડ આવી ભરાયો ભાઇનો હાળો હિજડો
ગડ ગડ આવી ભરાયો ભાઇનો હાળો હિજડો
છોનો છોનો આવી ભરાયો ભાઇનો હાળો હિજડો

છોનો છોનો આવી ભરાયો ભાઇનો હાળો હિજડો
ઢુપાતોને ઢુપાતો આવી ભરાયો ભાઇનો હાળો હિજડો
ઢુપાતોને ઢુપાતો આવી ભરાયો ભાઇનો હાળો હિજડો
ઢુપચોને ઢુપચો ભાળે ભાઈનો હાળો હિજડો
ઢુપચોને ઢુપચો ભાળે ભાઈનો હાળો હિજડો
બિલાડોને બિલાડો ભાળે ભાઇનો હાળો હિજડો
બિલાડોને બિલાડો ભાળે ભાઇનો હાળો હિજડો.



સુરી મોંગી તેરૂ હાંગેડુ લાયો સોદે તારી બેહને
સુરી મોંગી તેરૂ હાંગેડુ લાયો સોદે તારી બેહને
સોખા માંગ્યા તેરૂ સુરી લાયો સોદે તારી બેહને
સોખા માંગ્યા તેરૂ સુરી લાયો સોદે તારી બેહને
હોમેલ માંગી તેરૂ મકી લાયો સોદે તારી આસને
હોમેલ માંગી તેરૂ મકી લાયો સોદે તારી આસને
મકી માંગી તેરૂ હોમેલ લાયો સોદે તારી આસને
મકી માંગી તેરૂ હોમેલ લાયો સોદે તારી આસને
કુલઠિયા માંગ્યા તેરૂ ઉળદિયા લાયો સોદે તારી આસને
કુલઠિયા માંગ્યા તેરૂ ઉળદિયા લાયો સોદે તારી આસને

ઉડદિયા માંગ્યા તેરૂ તુવેરિયા લાયો સોદે તારી આસને
ઉડદિયા માંગ્યા તેરૂ તુવેરિયા લાયો સોદે તારી આસને



ખાટલો તારો બાહે ઘડેલો સોદે તારી બેહને
ખાટલો તારો બાહે ઘડેલો સોદે તારી બેહને
વાંણ તારી આછે મેંકેલું સોદે તારી બેહને
વાંણ તારી આછે મેંકેલું સોદે તારી બેહને
ગોદડી તારી આસે ભરેલી સોદે તારી બેહને
ગોદડી તારી આસે ભરેલી સોદે તારી બેહને
દારૂ તારો બાહે ગાળેલો સોદે તારી બેહને
દારૂ તારો બાહે ગાળેલો સોદે તારી બેહને
તાડી તારો બાહે લાવેલો સોદે તારી બેહને
તાડી તારો બાહે લાવેલો સોદે તારી બેહને.



કાહેને મહુડે મોહડા સુટવા જેલો સોદે તારી રાનને
બારે વાકેડલ્યા પીજો રે લોલ
કાહેને મહુડે મોહડા સુંટવા જેલો સોદે તારી રાનને
બારે વાકેડલ્યા પીજો રે લોલ

કાળિયાને મહુડે મોહડા સુંટવા જેલી સોદ તારી રાનને
એકી વાકેડલ્યા પીજો રે લોલ
કાહેને તાળે તાડી લેવા જેલો સોદે તારી રાનને
એકી વાકેડલ્યા પીજો રે લોલ.



પાતેળી બેની વધાવે સે ઘુટુ ડોળાનો બેઠો સે
પાતેળી બેની વધાવે સે ઘુટુ ડોળાનો બેઠો સે
પાતેળી બેની વધાવે સે બિલાડાના ડોળાનો બેઠો સે
પાતેળી બેની વધાવે સે બિલાડાના ડોળાનો બેઠો સે
પાતેળી બેની વધાવે સે પાડા જેહલો બેઠો સે.



ટોપીવાળાની ચોદે બોનેને, ચોંદે બોનેહને,
ઓરોની ભાળેહ  હીજડા, ચોદે તારી બોનેને
હાંહે એનાની ચોદે બોનેને, ચોંદે બોનેહને,
ડોળાની કાઢેહ લા હીજડા, ચોદે તારી બોનેને.



રૂપિયા ખુટિયાલા વેવાય તારી ડોહીને વેચ
રૂપિયા ખુટિયાલા વેવાય તારી રાંડને વેચ
રૂપિયા ખુટિયાલા વેવાય તારી ડોહીને વેચ
રૂપિયા ખુટિયાલા વેવાય તારી છોરીને વેચ
રૂપિયા ખુટિયાલા વેવાય તારી છોરીને વેચ.





# લગ્ન જોડાઈનાં ગીતો

વેવા નક્કી થઇ ગયા પછી ઘરનાં સભ્યો વેવાહની તૈયારીમાં જોડાય જાય છે. જેમાં અનાજ સાફ કરવું, ઘરમાં લીંપણ કરવું. આવા દરેક પ્રકારનું કામકાજ કરવા માટે કુટુંબનાં સભ્યો દરરોજ ભેગાં થાય છે અને કામની સાથે-સાથે ગીતો ગાય છે અને રમે છે.

ઝીની ઝીની આંબલીની ઘુઘરી રે
હમુ રંમા આયા રે
લાંબુ ડીંડીયું ટૂકો દોરો તાણીને રે
હમુ રંમા આયા રે
કિયા કિયા ભાઇના પોર્યા રે
હમુ રંમા આયા રે
કાળિયાભાઇનો પોર્યો રે
હમુ રંમા આયા રે
કિયા પોર્યાનાં લગન રે
હમુ રંમા આયા રે

મંગલાભાઇનાં લગન રે

હમુ રંમા આયા રે.



ચોંદા રે તારી ચોંદેની સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
દનુલા દળાવું તને રોટલા ઘડાવું સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
વેવાણી બોલાવું તને દનુલા દળાવું સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
દનુલા દળાવું તને રોટલા ઘડાવું સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
રોટલા ઘડાવું તને રોટલા ખવડાવું સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
ડોબોં મગાવું તને દૂધો કઢાવું સારી રાત
ચોંદોન અંજવાળે રે મોરલા બોલ્યા
વેવાણી બોલાવું તને દૂંદળા કઢાવું સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
દૂધ કઢાવું તને છાસ તણાવું સારી રાત

ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા
છાસ તણાવું તને છાસ પીવડાવું સારી રાત
ચોંદાને અંજવાળે રે મોરુલા બોલ્યા



રોરો અમારો કુંવારો રંગ રોરો રમીયે
રોરો ગોધરિયા સેરાનો રંગ રોરો રમીયે
રોરો વેવાણીનો માટી રંગ રોરો રમીયે
ફેટો ગોધરિયા સેરાનો રંગ રોરો રમીયે
ફેટે વેવાણી મોવાયેલી રંગ રોરો રમીયે
ફેટો વેવાણીનો માટી રંગ રોરો રમીયે.



ડુંગળી થાણેલી ડુંગર ગામે જીરૂ વાવેલું કણઘાટ મેં ...(૨)
વેવા કરેલા ડુંગર ગામે વેવાણી આવેલી કાલાઘાટ મેં ... (૨)
વાયદો કરેલો ડુંગર ગામે વેવાણી આવેલી કાલાઘાટ મેં... (૨)





પાનબીડું પાનબીડું મારે
ગોંયદીનું પાનબીડું રે

મારી દુકાન આવી જા

મસુરી પાનબીડું રે

વેવોણ લેવા આવે મારે

ગોંયદીનું પાનબીડું રે

વેવોણ ખાવા આવે મારે

ગોંયદીનું પાનબીડું રે

વેવોણ ખાવા આવે

મારે મસુરી પાનબીડું રે.



નારે બેઠી બેઠી પાન ચાવા – ચાવવા રડે રે

નારે બેઠી બેઠી પાન ચાવા – ચાવવા રડે રે

નારે બેઠીબેઠી લાડો કરવા–કરવા રડે રે

નારે બેઠીબેઠી લાડો કરવા–કરવા રડે રે

પેલી છોરીને કોઇ લાડોની મલે રે

પેલી છોરીને કોઇ લાડોની મલે રે.





વાટે જતીને બોવાલી દમ

પરોની ની જવા દમ

વેવોણીને બોલાવી દમ

પરોની ની જવા દમ

ખાડામાં બોલાવી દમ

પરોની ની જવા દમ.



ડેગરું ધુલી રેલું, ડેગરુ ધુલી રેલુ

ઝીની રેતીમેં ડેગરુ ધુલી રેલું

સોરૂ જણી રેલી, સોરૂ જણી રેલી

ઝીની રેતીમેં સોરૂ જણી રેલી

ડેગરું ધુલી રેલુ, ડેગરુ ધુલી રેલું

ઝીની રેતીમેં ડેગરું ધુલી રેલુ

સોરૂ થી જેલુ, સોરૂ થી જેલુ

ઝીની રેતીમેં સોરૂ થી રે લુ.



લીલેરી મોટેર ટેકરો ની સડે રે

લીલેરી મોટેર ટેકરો ની સડે રે લોલ

કોરાજના ભાયા ટેકરો ના સડે રે

તેજગઢના ભાયા  ટેકરા સડાવે રે લોલ

કોરાજની છોરીઓ ટેકરા ના સડે રે
તેજગઢની છોરીઓ ટેકરા સડાવે રે લોલ
લીલેરી મોટેર ટેકરો ની સડે રે
લીલેરી મોટેર ટેકરો ની સડે રે લોલ.



મારા વાડામાં ઊંડો ઊંડો કૂવો રે
કૂવામેં પડીને મરી જા બેટા વેવોણી રે લોલ
મારા વાડામાં ઢોંઢેણી માળો રે
માળે ચઢીને સૂઈજા બેટા વેવાણી રે લોલ.



આંબા તળે ટાંકી છલકારા મારે ટાંકી
આંબા તળે ટાંકી છલકારા મારે ટાંકી
વેવોણી બેઠી નાંવા છલકારા મારે ટાંકી
વેવોણી બેઠી નાંવા છલકારા મારે ટાંકી.



સનતરિયા કૂવાનું પાણી પાવવા તે પાવવા રે
સનતરિયા કૂવાનું પાણી પાવવા તે પાવવા રે

રૂમડિયાની રાંડેને લાવવા તે લાવવા રે
રૂમડિયાની રાંડેને લાવવા તે લાવવા રે
સનતરિયા કૂવાનું પાણી પાવવા તે પાવવા રે
તેજગઢની રાંડેને લાવવા તે લાવવા રે.



ડુંગરી ઉપર મરચી રોપી જીનાં જીનાં પાના રે
ડુંગરી ઉપર મરચી રોપી જીનાં જીનાં પાના રે
પાલો પલવી લીધો રાંડ લાડોની પલવાયો રે
પાલો પલવી લીધો રાંડ લાડોની પલવાયો રે
ડુંગરી ઉપર મરચી રોપી જીનાં જીનાં પાના રે
પાલો પલવી લીધો રાંડ માટીની પલવાયો રે
પાલો પલવી લીધો રાંડ માટીની પલવાયો રે
ડુંગરી ઉપર મરચી રોપી જીનાં જીનાં પાના રે
ડુંગરી ઉપર મરચી રોપી જીનાં જીનાં પાના રે.



હો- હો રે માલુનમેથા  મરચા મગાવી દમ
હો- હો રે માલુનમેથા  મરચા મગાવી દમ
હો-હો રે ઘણી ખાઇ રે છોરી ઘણી ખાઇ

હો–હો રે ઘણી ખાઇ રે છોરી ઘણી ખાઇ

હો– હો રે ઘણું ભભરે , છોરા ઘણું ભભરે

હો –હો રે છોરી ઘણું ભભરે તે વિંઝણે વિંઝાવી દમ

હો – હો રે છોરી વિંઝાવી, ટાઢુ પડાવી દમ.



લીલી મરચીને ડોંડો– ડોંડો કાંગરે ચડો

લીલી મરચીને ડોંડો– ડોંડો કાંગરે ચડો

લીલી મરચીનું લીલું પાન, પાન જરીક પાતળું

લીલી મરચીનું લીલું પાન, પાન જરીક પાતળું

વેવોણી આવેલી મરચું ખાવા જરીક પાતળું

વેવોણી આવેલી મરચું ખાવા જરીક પાતળું.



વેવોણી રીંગણું ખાવા આવેલી

વેવોણી રીંગણું ખાવા આવેલી

રીંગણું ભૂરુ ભટ, મરચું લીલુ છમ

રીંગણું ભૂરુ ભટ, મરચું લીલુ છમ

વેવોણી મરચું ખાવા આવેલી

મરચું લીલુ છમ, મરચું લીલુ છમ.



બૈડે સીસોટી વગાડી પેલે બૈડે
બૈડે સીસોટી વગાડી પેલે બૈડ
બૈડે વેવાણી આવેલી પેલે બૈડે
બૈડે વેવાણી આવેલી પેલે બૈડે
બૈડે વેવોણીને બેહાડી દમ પેલે બૈડે
બૈડે વેવોણીને બેહાડી દમ પેલે બૈડે
વેવોણીને બેહાડી કોકો કરૂ પેલે બૈડે
વેવોણીને બેહાડી કોકો કરૂ પેલે બૈડે.



બૈડે ખેડે લાકડાં, લાકડાં બાંધીને ભારો સડાવી દમ રે
બૈડે ખેડે લાકડાં, લાકડાં બાંધીને ભારો સડાવી દમ રે
બૈડે ખેડે લાકડાં, ખાડા મેં રાખીને ભારો સડાવી દમ રે
બૈડે ખેડે લાકડાં, ખાડા મેં રાખીને ભારો સડાવી દમ રે
ભારો સડાવી દમ, ખાડામાં કુદાવી દમ રે
ખાડામાં કુદાવી દમ, ખાડામાં કુદાવી દમ.





બેલ ખાઈ ખીચડી
હારિયો ખાઈ ભોસડી

પાણી બાની પીલે
હવાદી લાગે ભોસડી
પાણી બાની પીલે, હવાદી લાગે કોદરી
બેલ ખાઈ કોદરી, હારિયો ખાઈ ભોસડી.



એની ઝેણીનો મારો રે ચરકલી
એની ઝે ણીનો મારો રે લોલ
તારો રે  વાયદો ઘણો ખોટો રે ચરકલી
તારો રે વાયદો ઘણો ખોટો રે લોલ
મારે વાયદે ચાયલી  આવે રે ચરકલી
મારે વાયદે ચાયલી આવે રે લોલ
મારે વાયદે અગી આવે રે ચરકલી
મારે વાયદે અગી આવે રે લોલ
એની ઝેણીનો મારો રે ચરકલી
એની ઝેણીનો મારો રે લોલ.





મારા વાડામાં ઝાઝા વાલરિયા
વેલો ટૂટી જાય ચોરો ટૂટી જાય

વાલરિયો રે વેલો

મારા વાડામાં વેવોણી આવેલી

અગી ચાલી જાય પાછી ચાલી જાય

વાલરિયો રે વેલો

મારા વાડામાં વેવોણી આવેલી

ઊંધી પડી જાય છતી પડી જાય

વાલરિયો રે વેલો

મારા વાડામાં ફુંદલી આવેલી

છતી પડી જાય, ઊંધી પડી જાય

વાલરિયો રે વેલો.



હયણીની સયણી મોરાય રેલી ઘોડા સોદી

હયણીની સયણી મોરાય રેલી રે લોલ

હો વેવોણી કિયો તારો માટી

હો વેવોણી કિયો તારો માટી રે લોલ

હો વેવાણી રમેશ તારો માટી

હો વેવોણી રમેશ તારો માટી રે લોલ

હયણીની સયણી મોરાય રેલી ઘોડા સોદી

હયણીની સયણી મોરાય રેલી રે લોલ

હેમ નથી છરીયે ચડાવે ઘોડા સોદી
હેમ નથી છરીયે ચડાવે રે લોલ
હયણીની સયણી મોરાય રેલી ઘોડા સોદી
હયણીની સયણી મોરાય રેલી રે લોલ.



લીલી લીલી દરોસી વળી રેલી
મારો ભાયો ગોવાળ જેલો રે
તેજગઢની છોરીઓ મોવાઇ જેલીઓ
મારો ભાયો ગોવાળ જેલો રે
લીલી લીલી દરોસી વળી રેલી
મારો ભાયો ગોવાળ જેલો રે
તેજગઢની રાંડે મોવાઈ જેલીઓ
મારો ભાયો ગોવાળ જેલો રે
તેજગઢની છોરીઓ ખાવા રડે
મારો ભાયો ગોવાળ જેલો રે
લીલી લીલી દરોસી વળી રેલી
મારો ભાયો ગોવાળ જેલો રે.





તુરી તુવેર તારો તુરી બંધ વેલો રે
તુરી તુવેર તારો તુરી બંધ વેલો રે
તુરી તુવેર તારા કરેઠા વેણાવું રે, તુરી બંધ વેલો
તુરી તુવેર તારા કરેઠા વેણાવું રે, તુરી બંધ વેલો
ઓલી વેવોણી તને કરેઠા વેણાવું રે, તુરીબંધ વેલો
ઓલી વેવોણી તને કરેઠા વેણાવું રે, તુરીબંધ વેલો
કરેઠા વીણાવું તને ભારો બંધાવું રે, તુરીબંધ વેલો
ભારો બંધાવું તને ભારો ચઢાવું રે, તુરી બંધ વેલો
ઓલી વેવોણી તને ભારો ચઢાવું રે, તુરીબંધ વેલો.





# ચૂડા પહેરવાના ગીત

લગ્નના પહેલાં દિવસે એટલે કે તેલ ચઢાવવાના દિવસે વરપક્ષ તરફથી કન્યાના ઘરે તલીનું તેલ આપવા માટે બે કે ત્રણ વ્યક્તિ આવે છે. તેલની સાથે કન્યાને હાથે ચૂડા (બંગડી) પહેરવા માટેના પૈસા પણ આપવામાં આવે છે. આ પૈસા લઈને સ્ત્રીઓ નજીકના હાટ બજારમાં કન્યાને લઈને જાય છે. અને તેને યોગ્ય લાગે એવા પ્રકારના ચૂડા (બંગડીઓ) પહેરાવવામાં આવે છે. ચૂડા પહેરીને ઘરે આવ્યા પછી બહેનો ગીત ગાય છે.

ચૂડીલા પેયરા રે બેનડ કોં જવુ સે
ચૂડીલા પેયરા રે બેનડ કોં જવુ સે
ચૂડીલા પેયરા રે બેનડ સાસર જવુ સે
ચૂડીલા પેયરા રે બેનડ સાસર જવુ સે
માતા છોડયા રે બેનડ સાસુ ઓઈરા રે
બેનડતોં જવુ સે
પિતા છોડયા રે બેનડ સસરા ઓઇરા રે
બેનડ તોં જવુ સે
ભાઇ છોઈડા રે બેનડ દિયર ઓઈરા રે
બેનડ તોં જવુ સે

ભાભી છોઈડા રે બેનડ નણદી ઓઈરા રે
બેનડ તોં જવુ સે
ભાઇ છોઈડા રે બેનડ જેઠે ઓઈરા રે
બેનડ તોં જવુ સે
ભાભી છોઈડા રે બેનડ જેઠાણી ઓઈરા રે
બેનડ તોં જવુ સે
ચુંડીલા પેયરા રે બેનડ તોં જવુ સે
ચૂડીલા પેયરા રે બેનડ તોં જવુ સે.



ચૂડા પેરે રે બેની કાં જવું સે
ચૂડા પેરે રે બેની કાં જવું સે
બાપુ પુસે રે દીકરી  કાં જવું સે
બાપુ પુસે રે દીકરી  કાં જવું સે
ચુડા પેરે રે બેની કાં જવું સે
માળી પુસે રે દીકરી  કાં જવું સે
ચુડા પેરે રે બેની કાં જવું સે
ભાયો પુસે રે બેની કાં જવું સે
ભાભી પુસે રે નણંદ કાં જવું સે

ભાભી પુસે રે નણંદ કાં જવું સે
ચુડા પેરે રે બેની કાં જવું સે.



બેનને હાથે લીલી પીળી બંગડી
બંગડી પેરીને કોં જવુ સે
બંગડી પેરીને કોં જવું સે
બેનને હાથે લીલી પીળી બંગડી
બંગડી પેરીને સાસર જવુ સે
બેનને હાથે લીલી-પીળી બંગડી
બંગડી પેરીને સાસર જવું સે
બેનને હાથે લીલી પીળી વીટી
વીંટી પેરીને કોં જવું સે
બેનને હાથે લીલી-પીળી વીટી
વીટી પેરીને સાસર જવું સે
બેનને હાથે લીલુ- પીળું ઘડિયાળ
ઘડિયાળ પેરીન કોં જવું સે
બેનને હાથે લીલું-પીળું ઘડિયાળ
ઘડિયાળ પેરીન સાસર જવું સે.





ઓટીલો કુણે પુરાયો રે ગોરી બેની

ઓટીલો લાલે ભર્યો

ઓટીલો કુણે પુરાયો રે ગોરી બેની

ઓટીલો લાલે ભર્યો

ઓટીલો બાપુએ પુરાયો રે ગોરી બેની

ઓટીલો લાલે ભર્યો

ઓટીલો માળીએ પુરાયો રે ગોરી બેની

ઓટીલો લાલે ભર્યો

ઓટીલો ભાયો પુરાયો રે ગોરી બેની

ઓટીલો લાલે ભર્યો.



બેની તારો ઓટીલો લીંપિયા વનો રે

થાબિયા વનો

બેની તારે ઓટિલે નય આવીયે રે

નય બેસીયે

બેની તારી ભાભી ઝઝલી ફુહળ રે

ઝઝલી ફુહળ

બેની તારી ભાભીને કાઢી મેલ રે

દોડી મેલ

બેની તારી ભાભીને નદીઓ વટાવ રે

તેજગઢ બતાવ

બેની તારી ભાભીને કોતડુ વટાવ રે

કોરાજ બતાવ

બેની તારી ભાભીને કુ વેચ ચોપડ રે

કુ વેચ ચોપડ

બેની તારી ભાભીને થોરીએ ચડાવ રે

થોરીએ ચઢાવ

બેની તારો ઓટીલો લીંપિયા વનો રે

થાબિયા વનો.



ભીંતે દિવેલિયુ, મેલો મારોં બેની, મેલો મારોં બેની

અનબેલોં કેમ બેઠોં રે

પિતા બોલાવે બોલો મારોં બેની, બોલો મારોં બેની

અનબેલોં કેમ બેઠોં રે

માતા બોલાવે બોલો મારોં બેની,બોલો મારોં બેની

અનબેલોં કેમ બેઠોં રે

વીરા બોલાવે બોલો મારોં બેની, બોલો મારોં બેની

અનબેલોં કેમ બેઠોં રે

બેનો બોલાવે બોલો મારોં બેની, બોલો મારોં બેની

અનબેલોં કેમ બેઠોં રે.



ભીતે મેલો રે દિવેલિયું ઝલકારા મારે રે

ઘરમે ફરો રે બેનીના બાપુ ઝલકારા મારે રે

ઘરમે ફરો રે બેનીના માળી ઝલકારા મારે રે

ઘરમે ફરો રે બેનીના વીરા ઝલકારા મારે રે

ઘરમે ફરો રે બેનીના ભાભી ઝલકારા મારે રે

ઘરમે ફરો રે બેનીના બેની ઝલકારા મારે રે.



દિવેલ પુરિયું રે દિવેલિયા અનબેલા

હવે કેમ રે બેનીના બાપુ અનબેલા

હવે કેમ રે બેનીના માળી અનબેલા

દિવેલ પુરિયું રે દિવેલિયા અનબેલા

હવે કેમ રે બેનીના વીરા અનબેલા

હવે કેમ રે બેનીના ભાભી અનબેલા

દિવેલ પુરિયું દિવેલિયા અનબેલા

હવે કેમ રે બેનીના બેની અનબેલા

હવે કેમ રે બેનીના કાકા અનબેલા

હવે કેમ રે બેનીની કાકીઓ અનબેલા

દિવેલ પુરિયું રે દિવેલિયા અનબેલા.



સમી સાંજના લાડુ બનાવ્યા, લાડુ બનાવ્યા

એ લાડુ પરબેડા રે

બાપુ કેસે દીકરી પરણાવું, દીકરી પરણાવું

એ દીકરી નોનેરો રે

માળી કેસે દીકરી પરણાવું, દીકરી પરણાવું

એ દીકરી નોનેરો રે

સમી સાંજના લાડુ બનાવ્યા, લાડુ બનાવ્યા

એ લાડુ પરબેડા રે

વીરા કેસે બેની પરણાવું, બેની પરણાવું

એ બેનળી નોનેરા રે

ભાભી કેસે નણદી પરણાવું, નણદી પરણાવું

એ નણદી નોનેરા રે

સમી સાંજના લાડુ બનાવ્યા, લાડુ બનાવ્યા

એ લાડુ પરબેડા રે.



# નવડાવ્યાનાં ગીત

ચૂડીલા પહેરીને ઘરે આવ્યા પછી તેલ ચઢાવવાનો સમય થાય એટલે કન્યાની ભાભી કન્યાને ઊંચકીને ઘરની બહાર લાવે છે. બહાર લાવી પૂર્વ દિશા તરફ મોં રાખી તેને પાટલા ઉપર બેસાડે છે. પાણીમાં પલાળી રાખેલી ચોખાની કણકી કન્યાના શરીરે ચોળીને પછી તેને નવડાવી પીળા રંગનાં કપડા પહેરાવે છે. વર અથવા કન્યાને નવડાવવાનું કાર્ય તેની ભાભી કરતી હોય છે.

અંતરનો સોંટો બેની, ધુપેલનો સોંટો બેની રજે ઊડે
ઘાસતેલનો સોંટો સોરા, દિવેલનો સોંટો સોરા કુવેચ ઊડે
નદીઓનું પોણી બેની, ઝરીઓનું પોની બેની રજે ઊડે
કોતેડાનું પોણી સોરા, ડાભરાનું પોણી સોરા કુવેચ ઊડે
કોતેડાનું પોણી સોરા, ડાભરાનું પોણી સોરા કુવેચ ઊડે
અંતરનો સોંટો બેની, ધુપેલનો સોંટો બેની રજે ઊડે.





કોરા કોરા કુંડીલા વો બેનીને ઉઘળાવજો
કોરા કોરા કુંડીલા વો બેનીને ઉઘળાવજો

ભાગા ટૂટા કુંડીલા વો લાડાને ઉઘળાવજો
ભાગા ટૂટા કુંડીલા વો લાડાને ઉઘળાવજો.



સોના કુંડીએ નાઈ રે ગોરોંબેની
સોના કુંડીએ નાઈ રે ગોરોંબેની
કુંભારોને ઠોબરે નાઈ રે રોજોંનો છોરો
કુંભારોને ઠોબરે નાઈ રે રોજોંનો છોરો
કોરે કુંડીએ નાઈ રે ગોરોં બેની
કોરે કુંડીએ નાઈ રે ગોરોંબેની
વટળાયેલા ઠોબરે નાઈ રે રોજોંનો છોરો
વટળાયેલા ઠોબરે નાઈ રે રોજોંનો છોરો.



જીલે જીલે ગોરો બેની નાવેલોં કરો રે (૨)
બાપુની વાડી મે નાવેલોં કરો રે
બાપુ સીવડાવે બેનીને લાલે મોજેડા રે
લગનો લેવડાવે બેનીને ઉશે પૈનાવે રે
જીલે જીલે ગોરો બેની નાવેલોં કરો રે.





આજે તમારી બેની નવડાવે રાજી ખુશી નાઈ લેવું રે
એકે બોલે પૂછો રે મારે દિનેશભાઇ ને રે
બેનીને સાને નવડાયાં રે દૂધે નવડાવ્યાં રે
એકે બોલે પૂછો રે મારે રામજીભાઇને રે
બેનીને સાને નવડાયાં રે
ઘી ને દૂધે નવડાયાં રે.



લીલી લીલી વાડીઓમેં નાવેલા કરો રે
દિનેશભાઇની વાડીઓમેં નાવેલા કરો રે
સમસીની વાડીઓમેં નાવેલા કરો રે.



નાજો રે નાજો ગોરોં રે બેની વાવડિયોનું પોંણી રે
નાજો રે નાજો ગોરોં રે બેની વાવડિયોનું પોંણી રે
તમારા રે બાપુ વાવડી ગોળેલી વાવડિયોનું પોંણી રે
તમારા રે બાપુ વાવડી ગોળેલી વાવડિયોનું પોંણી રે
નાજો રે નાજો ગોરોં રે બેની કુવેલિયોંનુ પોંણી રે
તમારા રે બાપુએ કુવેલિયા ગોળેલા કુવેલિયોંનુ પોંણી રે
સોરાના ભાયે કોતેડા ડોંચેલા કોતડિયોનું પોંણી રે

નાજો રે નાજો ગોરો રે બેની વાવડિયોનું પોંણી રે
નાજો રે નાજો ગોરો રે બેની વાવડિયોનું પોંણી રે
તમારી રે માતા વાવડી ગોળેલી વાવડિયોનું પોંણી રે
તમારી રે માતા વાવડી ગોળેલી વાવડિયોનું પોંણી રે
નાજો રે નાજો રોજોંના છોરા ડાબરિયોનું પોંણી રે
નાજો રે નાજો રોજોંના છોરા ડાબરિયોનું પોંણી રે
તમારા રે બાપે ડાબરી ડોંચેલી ડાબરિયોનું પોંણી રે
તમારા રે બાપે ડાબરી ડોંચેલી ડાબરિયોનું પોંણી રે
તમારા રે માતાએ ડાબરી ડોંચેલી ડાબરિયોનું પોંણી રે
તમારા રે માતાએ ડાબરી ડોંચેલી ડાબરિયોનું પોંણી રે.



થોડું પાણી ઢોરો બેની છોડ નમી જાય સે
થોડું પાણી ઢોરો બેની છોડ નમી જાય સે
મેથલીનો છોડ બેની છોડ નમી જાય સે
મેથલીનો છોડ બેની છોડ નમી જાય સે
હળદીનો છોડ બેની છોડ નમી જાય સે
હળદીનો છોડ બેની છોડ નમી જાય સે
થોડું પાણી ઢોળો બેની છોડ નમી જાય સે.





ઘેરની કનેરિયે ઘરચેળી બોલે રે
ઘેરની કનેરિયે ઘેર બાપો બોલે રે
ઘેરની કનેરિયે ઘેર માળી બોલે રે.



નાય કરીને ઉઠજો દનડો ચડિયો રે બપોર
નાય કરીને ઉઠજો દનડો ચડિયો રે બપોર
હિલી બેઠી ટીંબરવે સરોવર બેઠું રે જુરે.



ઓલી માવલી રે ઘાઘરોના ધોવેશ
તને લાગશે રે ઘાઘરિયો ભૂત
તને લાગશે રે ઘાઘરિયો ભૂત
ઓલી રેવા રે રૂમાલના ધોવેશ
તને લાગશે રે રૂમાલિયો ભૂત
તને લાગશે રે રૂમાલિયો ભૂત
ઓલી ટીના રે ચડ્ડીના ધોવેશ
તને લાગશે રે લંગોટિયો ભૂત.





આળે આલે તારી રૂમલીનો પલકો

કમલીનો કટકો ને વીસુ લીયાનો સટકો
દેખાય રે ગોરી બેની રૂમલીનો પલકો.



ધોયું પાણી પીજે રે રૂમલી લોંડી
પડિયો પાટલો સુટજે રે રૂમલી લોંડી.



તરાબે કુંડે નાઈલે ગોરી બેની
કોડે કોડે કુંડ બેનીને નવડાયાં રે.



કન્યા નાઇને ઘરમાં આવે ત્યારે તેને પીળાં લુગડાંથી ભરેલી નવી ગોદડી ઉપર બેસાડવામાં આવે છે. જે ગોદડીને પીઠીવાળી ગોદડી કહે છે.

બેનીને કોયે કિધુને બેની પાટેલે બેઠાં રે
બેનીને બાપો કિધુને બેની પાટેલે બેઠાં રે
બેનીને માળી કિધુને બેની પાટેલે બેઠાં રે
બેનીને વીરા કિધુને બેની પાટેલે બેઠાં રે
બેનીને કોયે કિધુને બેની પાટેલે બેઠાં રે.





# ખત્રીને તેલ ચઢાવવા વખતે ગવાતાં ગીત

કન્યા કે વરને તેલ ચઢાવતાં પહેલાં ઘરના ખત્રીજદેવને તેલ ચઢાવવામાં આવે છે.

કંઈ ઓ ખતરી સુવો કે જાગો
જાગતા રે હોય તે ઝાંપેલાં ઉગેડો.



સાપુરી સોકો હળેદી રંગાવો.
તીના તે ધતુરે વાંટડિયા દેવ વાટે.



લીલી- પીળી ઘોળી પેર બેસીને
પારસી દાબોલા આપે
લીલો પીળો પીતળ મારો ઓડીને
લીલા બેની આવે.



ઘોળી લીલી, ઘોળી લીલી, તેલડાં ચડાવો રે
નોતરિયા હોય તે વણનોતરિયા હોય તે
બધા શું રે જોવા આવે.





# તેલ ચઢાવવાની વિધિ અને ગીત

ખત્રીજદેવને તેલ ચઢાવ્યા બાદ ઘરના આંગણામાં વર કે કન્યાને તેલ ચઢાવવામાં આવે છે. થાબેલા સૂકા છાણા ઉપર વર કે કન્યાને બેસાડવામાં આવે છે  અને લુંડા-લુંડી(બે કુંવારા છોકરા અને બે કુંવારી છોકરીઓ) અને પૂજારો આમ પાંચ વ્યક્તિ થઇને સૌથી પહેલાં ધરતી માતાને વધાવીને પાંચ વખત તેલ ચઢાવે છે. ત્યાર પછી વર કે કન્યાને તેલ ચઢાવવામાં આવે છે. તેલ સામાન્ય રીતે તલીનું જ ચઢાવવામાં આવે છે અને તેલની સાથે કસબોય તથા વાટેલી મેથી પણ માથામાં નાખવામાં આવે છે.

એલોં તેલોં ચડશે રે ધરતી માતા ને રે
એલોં તેલોં ચડશે રે ધરતી માતા ને રે
એલોં તેલોં ચડશે રે અમાર જશીબેનને રે
એલોં તેલોં ચડશે રે અમાર જશીબેનને રે
કરસી તેલોં ચડશે રે અમાર જશીબેનને રે
કરસી તેલોં ચડશે રે અમાર જશીબેનને રે
વાસી તેલોં ચડશે રે એલા રોજોંના છોરાને
વાસી તેલોં ચડશે રે એલા રોજોંના છોરાને

એલોં તેલોં ચડશે રે ધરતી માતાને રે
એલોં તેલોં ચડશે રે ધરતી માતાને રે.



ઓ મારાં બેની તેલ કોંથુ ઓયણું રે
ઓ મારાં બેની તેલ કોંથુ ઓયણું રે
ઘોંચીને  ઘેરે વેવોણી ગેરેને મેલી તેલેડોં ઓયનોં રે
બેનીને માથે તેલોંની કુંડી રે
બેનીને માથે તેલોંની કુંડી રે
સોરાને માથે લાકડાનો ભારો રે
સોરાને માથે લાકડાનો ભારો રે
ઓ મારોં બેની તેલ કોંથુ ઓયણું  રે....ઓ મારા....



અલી-તલીનું તેલ  સડે મારી બેનીનું તેલ....(૨)
અલી-તલીનું તેલ  સડે મારી બેનીનું તેલ....(૨)
આકડાં ધતુરાનું તેલ સડે હીના લાડાનું તેલ- (૨)
આકડાં ધતુરાનું તેલ સડે હીના લાડાનું તેલ- (૨)



તેલડુ તે સડતે સડી રિયાં રે ગોરી બેની
તેલડુ તે નય રે ઊતરે
તેલડુ તે સડતે સડી રિયાં રે ગોરી બેની
તેલડુ તે નય રે ઊતરે.



તેલે લેવાનો હેલી રમતુ નો પલકો
તેલે લેવાનો હેલી રમતુ નો પલકો
તેલે લેવાનો હેલા રમેશનો પલકો
તેલે લેવાનો હેલા રમેશનો પલકો
તેલે લેવાનો હોલી શકુ નો પલકો
તેલે લેવાનો હેલી શકુ નો પલકો
તેલે લેવાનો હેલા ખુરબાનનો પલકો
તેલે લેવાનો હેલા ખુરબાનનો પલકો.



દેખો ભાયા હીની નિતુનો પલેકો....(૨)
તેલે લેવાનો નિતુનો પલેકો.........(૨)
તેલે લેવાનો નરેશનો પલેકો.........(૨)
દેખો ભાયા હીના નરેશનો પલેકો.....(૨)

દેખો ભાયા હીની રાધાનો પલેકો....(૨)

તેલે લેવાનો રાધાનો પલેકો.........(૨)

તેલે લેવાનો રામલાનો પલેકો.........(૨)

દેખો ભાયા હીના રામલાનો પલેકો.....(૨)



કાલી તલીનું તેલ રે વિકેશભાઈ

ઘરમાં ઇંજોડોંન હોય રહ્યુ વો.....(૨)

લીલી હળદી નો પીળો રંગ રે વિકેશભાઈ

ઘરમાં ઇંજોડોંન હોય રહ્યું વો....(૨)

કસબોયની ગંધ રે વિકેશભાઈ

ઘરમાં ઇંજોડોંન હોય રહ્યું વો......(૨)



ધોળી તીલીનું તેલ રે ગોરી બેની,

ઘરમાં ઈંજોડા હોય રિયા રે

ઘરમાં ઈંજોડા હોય રિયા રે

કાળી તીલીનું તેલ રે ડાહા લાડા,

ઘરમાં અંધારા હોય રિયા રે......

કાળી તીલીનું તેલ રે ડાહા લાડા,

ઘરમાં અંધારા હોય રિયાં રે ......



લીલાં પીળાં પીપરનાં પાન
હાથુમેં પીપરનાં પાન
શોભે મારાં બેન
લીલા પીળા ભાયાની જોડ
હાથુમેં ભાયાની જોડ
શોભે મારાં બેન
લીલી પીળી બેનોની જોડ
હાથુમેં બેનોની જોડ
શોભે મારાં બેન.





# ઘોણ ભરવાની વિધિનાં ગીત

તેલ ચઢાવ્યા બાદ ઘોણ ભરવાની વિધિ કરવામાં આવે છે. ઘરના ખૂણે ખાંડણિયો હોય ત્યાં ધોતીના બે છેડા બે ભાઈઓ પકડે છે અને ચાર - લુંડા, લુંડીઓ સામેલા અને તીર પકડે છે. ત્યાર પછી પૂજારો ઘોણ ભરે છે એટલે કે લાકડાની પાલીમાં ડાંગર ભરે અને ધોતીમાં નાખે ત્યાર બાદ લુંડા-લુંડીઓ સામેલાં અને તીરથી ડાંગરને ખાંડે છે. આમ પાંચ વખત ડાંગરની પાલી ભરી ધોતીયામાં નાખવી અને સામેલું તથા તીર વડે ડાંગરને ખાંડવાની રીતને ઘોણ ભરવાની વિધિ કહે છે.

બેનીને શેના-શેના ઘોન ભરાવો રે
બેનીને શેના-શેના ઘોન ભરાવો રે
બેનીને ગમેળીના ઘોન ભરાવો રે
બેનીને ગમેળીના ઘોન ભરાવો રે
બેનીને શેના-શેના ઘોન ભરાવો રે
બેનીને શેના-શેના ઘોન ભરાવો રે
બેનીને ડાંગેળીના ઘોન ભરાવો રે
બેનીને ડાંગેળીના ઘોન ભરાવો રે.

સેડો ઝાલશે રે લંગોટીવાળો
સેડો ઝાલશે રે લંગોટીવાળો
ઘોન ભરશે રે પોતળીવાળો
ઘોન ભરશે રે પોતળીવાળો
હરિયુ ઝાલશે રે છગનિયો લુંડો
હરિયુ ઝાલશે રે છગનિયો લુંડો
સામેલું ઝાલશે રે મંગુડી લુંડી
સામેલું ઝાલશે રે મંગુડી લુંડી.



ઘોણ ભરશે રે લંગોટીવાળો
એણે લાગશે રે બાબરિયો ભૂત
ઘોણ ભરશે રે હેલો મોહનીયો
એણે લાગશે રે ખોંડણિયો ભૂત
હરિયુ ઝાલસે રે હેલો કેસરિયો લુંડો
એણે લાગશે રે બાબરિયો ભૂત
સામેલું ઝાલસે રે હેલી જીવલી લુંડી
એણે લાગશે રે ખોંડણિયો ભૂત
હરિયું ઝાલસે રે હેલો ગણિયો લુંડો

એણે લાગશે રે બાબરીયો ભૂત
સામેલું ઝાલસે રે હેલી ગીતા લુંડી
એણે લાગશે રે ખોંડણિયો ભૂત.



ઘોણ ભરસે રે બચલો ઢીલો, ઘોણ ભરસે રે બચલો ઢીલો...
ઓલા બચલા રે ઘોણ ના ભરીશ,
તને લાગશે રે ખાંડણિયાનો ભૂત.
છેડો ઝાલસે રે અર્જુન ઢીલો, છેડો ઝાલસે રે અર્જુન ઢીલો,
ઓલા અર્જુન રે છેડો ના ઝાલીસ,
તને લાગશે રે ખાંડણિયાનો ભૂત.
છેડો ઝાલસે રે મિતેશ ઢીલો, છેડો ઝાલસે રે મિતેશ ઢીલો,
ઓલા મિતેશ રે છેડો ના ઝાલીસ,
તને લાગશે રે ખાંડણિયાનો ભૂત.
છેડો ઝાલસે રે નીતા ઢીલી, છેડો ઝાલસે રે નીતા ઢીલી,
ઓલી નીતા રે છેડો ના ઝાલીસ,
તને લાગશે રે ખાંડણિયાનો ભૂત.
છેડો ઝાલસે રે શકુંતલા લુંડી,છેડો ઝાલસે રે શકુંતલા લુંડી.
ઓલી શકુંતલા રે છેડો ના ઝાલીસ,

તને લાગશે રે ખાંડણિયાનો ભૂત.



લુંડો રેવાનો પેલા ઉકડાનો પલકો
લુંડો રેવાનો પેલા ઉકડાનો પલકો
લુંડો રેવાનો પેલા કુતરિયાનો પલકો
લુંડો રેવાનો પેલા કુતરિયાનો પલકો
લુંડી રેવાનો પેલી ઝમકુનો  પલકો
લુંડી રેવાનો પેલી ઝમકુનો  પલકો
લુંડી રેવાનો પેલી  શકુનો પલકો
લુંડી રેવાનો પેલી  શકુનો પલકો.



હળદીમાં  બેઠા વીરા ગોદળી પિળાવો રે
એક ફેરા પૈનુ પિતા ઢોલિયા જોતેલા રે
પિતા હા પાયળુ વીરા માતા ના પાયળું રે
કાકા હા પાયળુ વીરા કાકી ના પાયળુ રે
ભાઈ હા પાયળુ વીરા ભાભી ના પાયળુ રે
મામા હા પાયળુ વીરા મામી ના પાયળુ રે.





હરદીમાં બેઠા બેની જુરે જુરે રૂવે રે
શાનાં રે દુઃખો બેની જુરે જુરે રૂવે રે
તમે શું જાનો બાપુ સસરાના મેના રે
તમે શું જાનો માળી સાસુના મેના રે
તમે શું જાનો વીરા જેઠુના મેના રે
તમે શું જાનો બેનો નણંદોના મેના રે.
હરદીમાં બેઠા બેની જુરે જુરે રૂવે રે.



હળેદી તે માળવેથી આવી વો હળદુરી રાજા....
હળેદી તે તાકળે તોલાય આવી વો હળદુરી રાજા
હળેદી તે ઉખળિયે કુસાય આવી વો હળદુરી રાજા
હળેદી તે ઘટીયે ઘસાય આવી વો હળદુરી રાજા.



બેનીને કુણે કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને કુણે કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને બાપુ કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને બાપુ કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને માળી કિધુ ને બેની ગોદડે બેઠી વો

બેનીને માળી કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને કુણે કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને ભાયો કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને ભાયો કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને ભાભી કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને ભાભી કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને કુણે કિધુ ને બેની ગોદડે બેઠી વો
બેનીને કુણે કિધુ ને બેની ગોદડે બેઠી વો.





# ગોળ વહેંચતી વખતે ગવાતાં ગીત

તેલ ચઢાવવાની વિધિ પૂરી થયા પછી ગોળ વહેંચવામાં આવે છે જે ગોળ વહેંચવાનું કામ પૂજારો કરે છે. સૂપડામાં ગોળ લઈને ગોળ વહેંચનાર વ્યક્તિ ગોળ વહેંચે છે ત્યારે તેને ભાંડવાનાં ગીતો બહેનો ગાતી હોય છે.

અમુને જશીબેને તેઈડોં અમે ચાઈલોં આઈવોં રે
અમુને કોયે ના કીધુ બેનો આવો બેસો એમ
અમુને જશીબેને કીધું બેનો આવો બેસો એમ
બેનીના ભાયે નથી કીધું બેનો આવો બેસો એમ
બેનીના ભાભી નથી કીધું બેનો આવો બેસો એમ
બેનના કાકા નથી કીધું બેનો આવો બેસો એમ
બેનની કાકી નથી કીધું બેનો આવો બેસો એમ
અમુને જશીબેને તેઈડોં અમે ચાઈલોં આઈવોં રે.



અમુંન કોયે ના કીધું બેનો આવો બેસો એમ રે
અમુંન કોયે ના કીધું બેનો આવો બેસો એમ રે...

અમુંને બેની બાયે નોતઈરા અમે ચાયલા આઈવા રે
અમુને બેની બાયે નોતઈરા અમે ચાયલા આઈવા રે....
ગોર ગાંગડીની સારુ અમે ચાયલા આઈવા રે
ગોર ગાંગડીની સારુ અમે ચાયલા આઈવા રે....
ગોર ગાંગળીની સારુ રમતી મેનો માઈરોં રે.



હામુ કુકેડુ ની ખાતા બોંકેડુ ની ખાતા
શીસો ભરી દારૂ લઈ લેશું રે
હામુ શીસો ભરી દારૂ લઈ લેશું રે
હામુ કુકેડુ ની ખાતા બોંકેડુ ની ખાતા
સાંબી ધેળેના બામણા રે
હામુ સાંબી ધેળેના બામણા રે
હામુ કુકેડુ ની ખાતા બોંકેડુ ની ખાતા
શીસો ભરી દારૂ લઈ લેશું રે
હામુ શીસો ભરી દારૂ લઇ લેશું રે.



ગોરનો વેંચનાર કયોલા ગાંડિયા સોરાને છેતર્યા રે
ડાયા ડાયા હમજી જેલા સોરાને છેતર્યા રે

ગોર ખૂટિયો ઢગરા ઠોયકા સોરાને છેતર્યા રે.



કારી ભોંયનું ઢેફુલા જયલેશ લે તારો ગોર જા તારે ઘેર
તારી મિતલને આલજો લા જયલેશ લે તારો ગોર જા તારે ઘેર
ઘેર જીને ઉકારો મેલજો લા જયલેશ લે તારો ગોર જા તારે ઘેર
તારી મિતલને પાવજો લા જયલેશ લે તારો ગોર જા તારે ઘેર.



વાતોની ડાઈ રે રેવલી વાતે વરાવે,
વાતોની ડાઈ રે રેવલી વાતે વરાવે
પેનીમાં ચા રે રેવલી ઘોંટે ન આઈલી
રેવલી વાતે વરાવે રે
વાતોનો ડાયો રે નારણિયા વાતે વરાવે
વાતોનો ડાયો રે નારણિયા વાતે વરાવે
ગજવામાં બીડી રે નારણિયો એકે ન આયલી
નારણ વાતે વરાવે.



# મળસ્કે ગવાતાં ગીત

તેલ ચઢાવ્યા પછી બેઠક સુધીના દિવસોમાં ઘરની આજુબાજુની સ્ત્રીઓ વહેલી સવારે (મળસ્કે) ઊઠીને મળસ્કાનાં ગીતો ગાય છે.

વીરાને ચિતરેલા બગલામાં ઊંઘ શેની આવે રે
વીરાને માતા બોલાવે વીરાને ઊંઘ શેની આવે રે
વીરાને પિતા બોલાવે વીરાને ઊંઘ શેની આવે રે
વીરાને ચિતરેલા બગલામાં ઊંઘ શેની આવે રે
વીરાને ચિતરેલા બગલામાં ઊંઘ શેની આવે રે
વીરાને ભાભી બોલાવે વીરાને ઊંઘ શેની આવે રે
વીરાને ચિતરેલા બગલામાં ઊંઘ શેની આવે રે
વીરાને બેનો બોલાવે વીરાને ઊંઘ શેની આવે રે
વીરાને બનેવી બોલાવે વીરાને ઊંઘ શેની આવે રે
વીરાને ચિતરેલા બગલામાં ઊંઘ શેની આવે રે.

એક પરભાતી વાજોં વાગી રીયોં

એક પરભાતી વાજોં વાગી રીયોં

જાગો જાગો બેનીના બાપુ કે

પરભાતી વાજોં વાગી રીયોં

જાગો જાગો બેનીની માતા કે

પરભાતી શેનાયો વાગી રીયોં

એંકે થોરિયાનું ડનગુ વાગી રીયું

સુતા રેજો છોરાની માળી કે

થોરિયાનું ડનગુ વાગી રીયું

સુતા રેજો છોરાના બાપુ કે

થોરિયાનુ ડનગુ વાગી રીયું

એંકે થોરિયાનું ડનગુ વાગી રીયું

એંકે પરભાતી વાજોં વાગી રીયોં

એંકે પરભાતી વાજોં વાગી રીયોં.



ગળ ગળવેલી રાતે ગાળોં જોયડોં રે

ગળ ગળવેલી રાતે ગાળોં જોયડોં રે

બેની જાગેલોં રયજો ગાળોં જોયડોં રે

છોરા સુતેલો રયજો નથી જોયડોં રે

ગળ ગળવેલી રાતે ગાળોં જોયડોં રે

બેની બાજરીમાં બેસી મોરો ચારે રે

બેની જાગેતોં રયજો મોરો ચારે રે

ગળ ગળવેલી રાતે ગાળોં જોયડોં રે.



અરદી રાતની સાસુ જગાડશે

અરદી રાતની સાસુ જગાડશે

બેનીને પારકી રાંડે ના સોંડે

બેનીને પારકી રાંડે ના સોંડે

અરદી રાતનાં દયનાં દળાવશે

અરદી રાતનાં દયનાં દળાવશે

બેનીને પારકી રાંડે ના સોંડે

બેનીને પારકી રાંડે ના સોંડે.



મધ મધ રાતના મરઘા બોલિયા રે

મધ મધ રાતના મરઘા બોલિયા રે

ઊઠો હોરીડા હળ જોતરો રે

ખેડવું માલુનોંના ભાઠા રે

ઓરવુ તલ તુવર મઠ બાજરો રે
ઊઠો ભથિયારણ ભાથોં બાંધો રે
જવુ માલુનોંના ભાઠોં મેં રે.



મરઘા બોલશે સાસુળી જગાડશે
મારોં બેની નોનોં નીંદરે ઘેરાયલો
રોજે સાસુળી દયનોં ખંડાવશે
દયનોં ખંડાવશે ને દયનુલોં દરાવશે
મરઘા બોલશે ને પોંનીલોં ભરાવશે
મારોં બેની નોનોં નીંદરે ઘેરાયેલોં
મરઘા બોલશે ને વાસીદોં નખાવશે
રોજની સાસુળી વાસીદોં નખાવશે
મરઘા બોલશે ને વાસનોં ઘસાંવશે
રોજની સાસુળી વાસનોં ઘસાંવશે
મરઘા બોલશે ને ચાયો મુકાવશે
રોજેની સાસુળી ચાયો મુકાવશે
મરઘા બોલશેને રસોયો રંધાવશે
રોજની સાસુળી રસોયો રંધાવશે
રસોયો રંધાવશે ને ટિફિનો બનાવાડશે

રોજના સસરા ટિફિનો બનાવાડશે
મારોં બેની નોનોં નીંદરે ઘેરાશે.



કૂકડો જગાડશે ને પંખીડું બોલશે
મારું નાનું પારેવડું શું બોલી બોલશે
માતાને રડાવશે સાસુને હંસાવશે
મારું નાનું પારેવડું શું બોલી બોલશે
પિતાને રડાવશે ને સસરાને હંસાવશે
મારું નાનું પારેવડું શું બોલી બોલશે
વીરાને રડાવશે ને જેઠને હંસાવશે
મારું નાનું પારેવડું શું બોલી બોલશે
ભાભીને રડાવશે ને જેઠાણીને હંસાવશે
મારું નાનું પારેવડું શું બોલી બોલશે
કૂકડો જગાડશે ને પંખીડું બોલશે
મારું નાનું પારેવડું શું બોલી બોલશે.



બેની તારા બનેવીને આવતે
જેતપુરમાં તારો ઊગી જેલો રે

બેની તારી બેનોને આવતે
જેતપુરમાં તારો ઊગી જેલો રે
બેની તારા મોમાને આવતે
તેજગઢમાં તારો ઊગી જેલો રે
બેની તારી મોંમીઓને આવતે
તેજગઢમાં તારો ઊગી જેલો રે
બેની તારા ફુવાને આવતે
સુસ્કાલમાં તારો ઊગી જેલો રે
બેની તારી ફોઈઓને આવતે
સુસ્કાલમાં તારો ઊગી જેલો રે.



કોનસે દાતનિયું રે દાતન લઈ આવે
ભાવસિંગ દાતનિયો રે દાતન લઈ આવે
દાતનિયાના આલો રે પોંસ પાલી કોદેરા
ફાટેલો પીસોળો રે કોદેરા વેરાય જેલા
એની માળી પુસે રે દીકરો કોં જેલો
મારી સાળી પેને રે માળીમેં તોંજેલો
કોનસે પનિયારી રે પાની ભરી લઈ આવે
માવલી પનિયારી રે પાની ભરી લઈ આવે

એની સાસુ પુશે રે વોવે કોં જેલી
મારી બેની પેને રે સાસુ મેં તંય જેલી.



બાગુ મે બેઠોં રે બેની દાતનિયોં મોંગે રે
દાતનિયોં સારીને બેની મોંળેલોં ધોવે રે
મોળેલોં ધોઈને બેની બાગુમાં ફરે રે
બાગુ ફરેલોં બેની ફુલેળોં વેને રે
ફુલેળોં વેનીન બેની સુરજને ઓંદે રે
સુરજને ઓંદીન બેની બાગુ મે ફરે રે.



બેની રે મારો બેજુને વાયે ઉડિયા રે
મોવાસી બેની પરણે
બેની રે બાપો બોલાવે મોંટે બોલે રે
મોવાસી બેની પરણે
બેની રે માળી બોલાવે મોંટે બોલે રે
મોવાસી બેની પરણે
બેની રે સસરા બોલાવે ધીમું બોલે રે
મોવાસી બેની પરણે

બેની રે સાસુ બોલાવે ધીમુ બોલે રે
મોવાસી બેની પરણે.



કૂવાની કાંઠે પોપટ બેઠો હો બેની
માથે બેડું ને માડી રડહે હો બેની
માડીનાં પાણીલા કોય ભરહે હો બેની
બાપાનું ભાત કોય લાવહે હો બેની
ખેતરે જહેને બાપો રડહે હો બેની
ભાયાના લુગડાં કોય ધોવહે હો બેની,
હાતમેં લુગડાંને ભાયો લાવહે.



દન ઊગ્યો શિરાણ આયવી,
દન ઊગ્યો શિરાણ આયવી,
માડી રે તારા દવણા કોણે દવ સે
માડી રે તારા દવણા કોણે દવ સે
દન ઊગ્યો શિરાણ આયવી,
બાપા રે તારા ભાતા કોણે લાવ હે
બાપા રે તારા ભાતા કોણે લાવ હે.





# સીંભોડાની વિધિનાં ગીત

ગામ લોકોએ નક્કી કરેલ સ્થળે સીંભોડીની પૂજા વિધિ કરવામાં આવે છે. જેને ખાસ કરીને સીંભોડીમાતાનું સ્થાનક મોટાભાગે વૃક્ષ છે. જે વૃક્ષ નીચે ઘોડા, ઢાબુ જેવી વસ્તુઓ મૂકેલ હોય છે. તેલ ચઢાવ્યા પછીના બીજા દિવસે સીંભોડી કરવામાં આવે છે. વર કે કન્યાને સીંભોડીનું પૂજન કરવા માટે ખભે બેસાડી ઢોલકી રમતા-રમતા ગામના સીંભોડે લઇ જાય છે. વર કે કન્યાની ભાભીને વધામણું લેવડાવવામાં આવે છે. વધામણામાં કંકુ, ચોખા અને કોડિયામાં દિવો તથા ગોળ, નાળાસડી જેવી વસ્તુઓ મૂકેલી હોય છે. સીંભોડીએ જઈને પૂજારો વિધિ કરાવે છે. ત્યાં વધામણાની થાળી મૂકી કંકુ અને ચોખાથી ધરતીમાતાને વધાવે છે અને પાંચ વખત ચાંદલા કરીને ઝાડને(સીંભોડીદેવીના સ્થાનકને) વધાવે છે. ઝાડને નાડાસળી બાંધી વર કે કન્યા અને ચાર લુંડા ભેગા મળીને વધામણું લઈ પાંચ વખત વધાવવામાં આવે છે અને પંજારો ઝાડના થળમાં મોંરી કોદરીને પાંચ ખાખરના પાંદડામાં નૈવેધ મૂકી દારૂની સાક પાડી પૂજન કરે છે. પૂજા વિધિ પૂરી થયા પછી મોંરી કોદરી બધાને વહેંચવામાં આવે છે અને વર કે કન્યાને ખભે બેસાડીને રમાડે છે. રમાડતી વખતે છોકરીઓ હાથમાં ડાંગર આપે છે અને તેને ઉગમણી દિશાએ વધાવે છે. ત્યાર પછી ઢોલકી રમતા-રમતા ઘરે આવે છે.

સીમોંડે સાલ્યા જાય રે ગોરા બેના
સીમોંડે સાલ્યા જાય રે ગોરા બેના.



દેવુને જોયે સોખો સોખલિયો
દેવુને જોયે સોખો સોખલિયો
ધરતીને જોયે ટીપે દારૂડો
ધરતીને જોયે ટીપે દારૂડો.



સીમ ભાઈ સુવેતેલા જાગે વો
સીમ ભાઈ સુવેતેલા જાગે વો
મારોં બેનો રમેવા આયોં વો
મારોં બેનો રમેવા આયોં વો.



સીમોંડે વાનું જાય રે ગોરી બેની
હાલીના હાથુ મે લાલે પેરાણી.



સીંબોડી માતા રે સૂતેલાં રે જાગો
સીંબોડીના ઓંજને મારાં બેની ઊભાં

મારો બેની કેવાં નાનાં રે
સીંબોડીને ઓંજને નાળિયર ઊભું
એ નાળિયર કેવું નાનું રે.



સીમોઈને આંગણે નાળિયેર ઊભું નાળિયેર કેવુ નાનેરું રે
સીમોઈને આંગણે મારા વીરા ઊભા રે મારા વીરા કેવા નાના રે
સીમોઈને આંગણે નાળિયેર ઊભું નાળિયેર કેવું નાનેરું રે.



પૂજારાને પૂજતે ની આવળે
પૂંજી દેખાડ બેના પૂંજી દેખાડ
પૂજારું તે ગાંડું કેવાય બેના ભોબુ કેવાય
પૂજારાને પૂજતે ની આવળે
પૂજી દેખાડ બેના પૂજી દેખાડ.



હાથમાં નાળિયર બેના
સીમોડે જય ઊભા રે
હાથુ મે ઠીકરું રે લાડા
પાદરે જય ઊભા રે.



રૂપિયો મેલીને વધાવી લેજો બેની વધાવી લેજો

પુજારુ તે ગાંડુ કેવાઈ બેની ગાંડુ કેવાઈ

પુજારુ તે ભોબુ કેવાઈ બેની ભોબુ કેવાઈ

રૂપિયો મેલીને વધાવી લેજો બેની વધાવી લેજો

રૂપિયો મેલીને વોંદી વોંદી લેજો બેની.



બેની ઘોડીલે બેસ બેની મોગરો રે

બેની ઘોડીલે બેસ બેની મોગરો રે

છોરા ગધેડે બેસ છોરા મોગરો રે

છોરા ગધેડે બેસ છોરા મોગરો રે

ફૂલો કરમાય બેની મોગરો રે

ફૂલો કરમાય બેની મોગરો રે.



પાવડીએ પગ મેલી ચડો રે ગોરો બેની

વીરાનો પગ ઝાલી રીજો રે

પાવડીએ પગ મેલી ચડો રે ગોરોં બેની

બેનોનો પગ ઝાલી રીજો રે

પાવડીએ પગ મેલી ચડો રે ગોરોં બેની

બેનોનો પગ ઝાલી રીજો રે

પાવડીએ પગ મેલી ચડો રે ગોરોં બેની
કાકોંનો પગ ઝાલી રીજો રે
પાવડીએ પગ મેલી ચડો રે ગોરોં બેની
કાકીઓનો પગ ઝાલી રીજો રે.



આંગણે ઊભાં બેની શું લેવા ઊભાં
માગું રે માગું મારા પિતાનું રાજ
હું કંઈથી આપું કુંવરી મારેલું રાજ
માગું રે માગું મારાં માતાનું રાજ
હું કંઈથી આપું કુંવરી મારેલું રાજ
આંગણે ઊભા બેની શું લેવા ઊભાં
માગું રે માગું મારા વીરાનું રાજ
હું કંઈથી આપું બેનડી મારેલુ રાજ
માગું રે માગું મારાં ભાભીનું રાજ
હું કંઈથી આપું નણદી મારેલું રાજ



જન ઓણીલું આયવું માડી વધાવી લેજો રે
જન ઓણીલું આયવું પિતા વધાવી લેજો રે

જન ડુંગરાનું આયવું માડી ઠેલી મેલજો રે
જન ડુંગરાનું આયવું પિતા ઠેલી મેલજો રે
જન ઓણીલું આયવું ભાભી વધાવી લેજો રે
જન ઓણીલું આયવું વીરા વધાવી લેજો રે
જન ડુંગરાનું આયવું ભાભી ઠેલી મેલજો રે
જન ડુંગરાનું આયવું વીરા ઠેલી મેલજો રે.



ચડી જા ગોરોં બેની, તને ઘોડીલે રમાડે
ચડી જા ગોરોં બેની, તને ઘોડીલે રમાડે
ચડી જા છીંનાર છોરા તને ગધેડે રમાડે
ચડી જા છીંનાર છોરા તને ગધેડે રમાડે
ચડી જા ગોરોં બેની, તને ઘોડીલે રમાડે
ચડી જા ગોરો બેની, તને ઘોડીલે રમાડે
ચડી જા છીંનાર છોરા તને કુતરીએ રમાડે
ચડી જા છીંનાર છોરા તને કુતરીએ રમાડે.



ઓરાં નમે કંઈપરા નમે મેવાસી બેની
ઓરાં નમે કંઈપરાં નમે મેવાસી બેની

ઘોડે રમે ઘોડે મેવાસી બેની
ઘોડે રમે ઘોડે મેવાસી બેની.



પરદેસી ઘોડી ચડતી વસેડી મારી બેની ઘોડીલે રમે રે
પરદેસી ઘોડી ચડતી વસેડી મારી બેની ઘોડીલે રમે રે
નવલા વેવાયને એમ કરી કેજો તારો છોરો અવળે ગધેડે રમે રે
નવલી વેવોણને એમ કરી કેજો તારો છોરો અવળે ગધેડે રમે રે.



ફુલડાં વધાવે એ તો ફુંદલીબેનનાં બેની રે
ફુલડા વધાવે એ તો ફુંદલીબેનના બેની રે
હથેળીમાં લઈને બેની ફુલડાં વધાવે રે
હથેળીમાં લઈને બેની ફુલડાં વધાવે રે
ગજવામાં લઈને છોરો ઠીકરાં વધાવે રે
ગજવામાં લઈને છોરો ઠીકરાં વધાવે રે
ઠીકરાં વધાવે એ તો રોજોંનો છોરો રે
ઠીકરાં વધાવે એ તો રોજોંનો છોરો રે.





સુધી રઈને જુવારે હો બેની
એથુ તેથુ ફગાવે હો લાડા.



રે બેની સીમોય જુવારી પાછા ફરિયા રે



સીંભોંડીએથી ઘરે આવ્યા પછી વર કે કન્યાને ઘરને દરવાજે સુક્વેલા છાણા ઉપર ઊભાં રાખીને માતા વધાવે છે. વધામણામાં ચૂલાની રાખના ચાર લાડુ, ભીંડીના છોડના ચાર નાના ટુકડા(ડિંડિયાં)થી વધાવીને આને ચારે દિશામાં નાખવામાં આવે છે અને પછી ઘરમાં લઈ જવામાં આવે છે.

ઝાંપલે આવીને ઊભા રે બેની શું રે માગું
માગું રે માગું રે મારે બાપાનું રાજ.



રમી કરીને ઘેર આયવા રે
માળી ભુખેલી લાયગી
ખેલી કૂદીને ઘેર આયવા રે
માળી ભુખેલી લાયગી.





માળી સામાં વધામણાં લાવે રે
માળી સામાં વધામણાં લાવે રે
માળી કંકુ ને ચોખા લાવે રે
માળી કંકુ ને ચોખા લાવે રે
માળી સામાં વધામણાં લાવે રે
માળી લીંડિયા ને ભીંડિયા લાવે રે
માળી લીંડિયા ને ભીંડિયા લાવે રે
માળી ઢોંકણી ને ઢુબલી લાવે રે
માળી ઢોંકણી ને ઢુબલી લાવે રે
માળી સામા વધામણાં લાવે રે.
માડી સામાં વધામણાં લાવે રે
માડી ડીંડિયાંને પીંડિયાં લાવે રે
માડી સામા તતેડિયા લાવે રે
માડી કોગળા પાણી કરાવજો રે.



વાને વાનતી આવી રે ગોરી બેની
એ વાનુ કિયો ભાઈયો ઝેલુ રે

એ વાનુથી આવી રે ગોરી બેની
એ વાનુ દિનેશભાયો ઝેલુ રે.



કઈ રે બેની ઢોલિયા રોયકાં
કઈ રે બેની ઢોલિયા રોયકાં
વેવાણી ગરેણે મેલી ઢોલિયે સુયટા
વેવાણી ગરેણે મેલી ઢોલિયે સુયટા.





# ઉકેડીની વિધિ

ઉકેડીની વિધિ માંડવાના દિવસે બપોરે કરવામાં આવે છે. આ વિધિ ઘરના ઝાંપા આગળ વાંસની કામડીવાળીને ટોડો(તોરણ) બનાવેલ હોય ત્યાં કરવામાં આવે છે. ટોડાના થળમાં ખાડો ખોદીને તેમાં લોખંડની ખીલી અને સવા રૂપિયો નાખી તેને દાટી દેવામાં આવે છે. પૂજારો વિધિ કરાવે તે સમયે ખાડો ખોદાવીને તેની અંદરથી ખૂંટો અને સવા રૂપિયાને પાંચ વખત કઢાવે છે અને નખાવે છે. ત્યાર પછી વર કે કન્યાને છાણા ઉપર પગ મૂકીને બેસાડે છે અને આંબાનું દાતણ કરાવે છે. દાતણ કરાવ્યા બાદ ખાખરનાં પાંચ પાનમાં મકાઈના ઢેબરાનું નૈવેધ મૂકી, દારૂ તરાપીને ઝાંપલિયા દેવને પૂજવામાં આવે છે. પુજન કર્યા બાદ ટોપલીમાંનાં ઢેબરાં બધાંને વહેંચે છે અને લાડા કે લાડીને ઘોડે બેસાડીને ઉકેડી રમાડવામાં આવે છે. એ વખતે બહેનો ડાંગર અને પૈસા ભેગા કરી ઉગમણી દિશા તરફ વધાવવા માટે વર કે કન્યાને આપે છે.

બેનીના રાજમાં તે ઉગતી વાસેન નોંતરે
બેનીના રાજમાં તે ઉગતી વાસેન નોંતરે
સોરાના રાજમેં તે ટોળાં ખાખરે નોંતરે
સોરાના રાજમેં તે ટોળાં ખાખરે નોંતરે.

લાવે રે મુકો લુંડો આવરનું દાંતણ રે
લાવે રે મુકો લુંડો આવરનું દાંતણ રે
લાવે રે મેનકા લુંડી ઝરિયાનું પાની રે
લાવે રે મેનકા લુંડી ઝરિયાનું પાની રે
લાવે રે નીતા લુંડી ઝરિયાનું પાણી રે
લાવે રે નીતા લુંડી ઝરિયાનું પાણી રે
લાવે રે વિકેશ લુંડો આવરનું દાતણ રે
લાવે રે વિકેશ લુંડો આવરનું દાતણ રે.



હમાર નાના રે નંદુભાઈ વનમાં ઘોડે ચડિયા
એમનાં બનેવીને લઈને ઘોડે ચડિયા
એમનાં બેનોને લઇને ઘોડે ચડિયા
હમાર નાના રે નંદુભાઈ વનમાં ઘોડે ચડિયા
એમનાં વીરાને લઈને ઘોડે ચડિયા
એમનાં ભાભીઓને લઈને ઘોડે ચડિયા.



